# A GUIDE TO NELSON'S INDIAN READERS, BOOK I. (Complete)

**CONTAINING,**

*GRAMMATICAL EXPLANATIONS. WITH PRONUNCIATIONS OF ALL THE WORDS IN GUJARATI, AS WELL AS GUJARATI MEANINGS. TOGETHER WITH A GUJARATI TRANSLATION OF THE WHOLE BOOK, GIVING THE PUPIL EVERY FACILITY AND ALL THAT IS REQUIRED TO GO SMOOTHLY THROUGH THE TEXT*

## નેલસન્સ ઇન્ડીયન રીડર્સ, બુક ૧ ભાના મીનિંગ. (કમ્પલીટ)

જેમાં—વિદ્યારથીઓને પુરેપુરી સગવડ મળે એવી રીતે સઘળા બોલોનું ઇંગ્રેજીમાં પદચ્છેદ, ગુજરાતી ઉચ્ચાર, ગુજરાતી અર્થ, તેમજ ગુજરાતીમાં આખી બુકનો તરજુમો આપવામાં આવ્યો છે.

(Registered under act XXV of 1867)

*Bombay, No 2*

PUBLISHED & SOLD BY

**NANABHAI BEJANJI KARANI,**

Book-Seller & Publisher, Dhobi Talao, Bombay, No. 2

**નાનાભાઇ બેજનજી કરાણી.**

પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર, ધોબી તળાવ, મુંબઇ નં. ૨

Price 10 Annas.

# A GUIDE TO NELSON'S INDIAN READERS.
## FIRST BOOK.



### LESSON 1. પાઠ પહેલો.

### SHEEP AND LAMBS. મેંઢાંઓ અને ઘેટાંઓ.

**Sheep**, *n.* ( શીપ ) મેંઢાં.
**Lambs**, *n.* ( લૅમ્બ્ઝ ) ઘેટાં.
**Look**, *v. i.* ( લુક ) જુઓ.
**Picture**, *n.* ( પિક્ચર ) ચિત્ર.
**Is lying**, *v. i.* ( લાઇંગ ) સુતું છે.
**Down**, *ad.* ( ડાઉન ) નીચે.
**Grass**, *n.* ( ગ્રાસ ) ઘાસ.
**Are standing**, *v. i.* (સ્ટૅનડિંગ) ઉભી છે.
**Flowers**, *n.* ( ફ્લાવર્ઝ ) ફુલો.
White, *adj.* ( ઉવ્હાઇટ ) સફેદ.
Behind, *prep.* (બિહાઇન્ડ)પછવાડે.
Water, *n.* ( ઉવૉટર ) પાણી.
House, *n.* ( હાઉસ ) ઘર.
Conversation, *n.* (કૉનવરસેશન) વાત.
Etc=Etcetera=ઇત્યાદી.
Word-Study, *n.* ( ઉવર્ડ-સ્ટડિ) શબ્દનો અભ્યાસ.
Copy, *v. i.* ( કૉપિ ) નકલ કરો.
Fill in, *v. i.* (ફિલ ઇન) જગ્યા પુરો.
Blanks, *n.* (બ્લૅન્કઝ) ખાલી જગા.

આ ચિત્ર તરફ જુઓ, તેમાં ત્રણ મેઢાં અને ત્રણ ઘેટાં છે. એક ઘેટું સુતું છે, એક ઘેટું ચાલે છે, અને એક ઘેટું ઘાસ ખાય છે. ત્રણ મેંઢા સઘળાં ઉભાં છે, ઘાસમાં ફુલો છે. ફુલો સફેદ છે, અને મેઢાં અને ઘેટાં સફેદ છે. મેઢાંની પછવાડે પાણી, ઝાડ અને ઘાસ છે.

### SECOND LESSON બીજો પાઠ.

**Introductory**, *adj* (ઇનટ્રડકટરિ) શરૂઆતના; પ્રસ્તાવના સંબંધી.
Sentences, *n.* (સેનટેનસિઝ)વાક્યો.
Near, *prep.* ( નિયર ) નજદીક.

### LIONS, સિંહ.

**Lions**, *n.* ( લાયન્ઝ ) સિંહ.
**Lioness**, *n.* ( લાયનેસ ) સિંહણ.
**Cubs**, *n.* ( કબ્ઝ ) સિંહના બચ્ચાં.
**Little**, *adj.* ( લિટલ ) નાનો.
**Large**, *adj.* ( લાર્જ ) મોટો.
**Are playing**, *v. i.* (પ્લેઇંગ)રમેછે.
**Eyes**, *n.* ( આઇઝ ) આંખો.
**Ears**, *n.* ( ઇયર્ઝ ) કાનો.
Tails, *n.* ( ટેલ્ઝ ) પુછડીઓ.
Children, *n.* ( ચિલડ્રન ) બચ્ચાં.
Child, *n.* ( ચાઇલ્ડ ) બચ્ચું.
Boy, *n.* ( બૉય ) છોકરો.
Girl, *n.* ( ગર્લ ) છોકરી.
Else, *adj.* ( એલ્સ ) બીજું.
Kitten, *n.* (કિટન)બિલાડીનું બચ્ચું.

આ ચિત્રમાં એક સિંહ, એક સિંહણ અને ત્રણ બચ્ચાં છે. એક નાનું મેઢું તે ઘેટું, એક નાનો સિંહ તે સિંહનું બચ્ચું (કહેવાય) છે. સિંહણ સુતી છે, અને મોટો સિંહ સિંહણની પછવાડે ઉભો છે. એક બચ્ચું તે સિંહણની નજદીક સુતુ છે, અને બે બચ્ચાં રમે છે. આપણે તે સિંહ, સિંહણ, અને બચ્ચાંની આંખ, કાન, અને પુછડી જોઇયે છીયે. આપણે બે છોકરાં જોઇએ છીયે. તેઓ પાછળ ઉભાં છે, અને સિંહ તરફ જુએ છે. તે છોકરાં અંગ્રેજના છોકરાં છે. એક છોકરી છે, અને એક છોકરો છે.

## THIRD LESSON. ત્રીજો પાઠ.

## COCOANUT TREES. નાળિયરનું ઝાડ.

Coccanut, *n.* (કોકોનટ) નાળિયર.
Here, *ad.* (હિયર) અહિંયાં.
Is climbing, *v. i.* (ક્લાઇમીંગ) ચડે છે.
Many, *adj.* (મૅનિ) ઘણાં.
Blue, *adj.* (બ્લ્યુ) આસમાની.
Red, *adj.* (રેડ) રાતો.
Grass, *n.* (ગ્રાસ) ઘાસ.

Green, *adj* (ગ્રીન) લીલું.
Bullocks, *n.* (બુલક્સ) બળદ.
Cart, *n.* (કાર્ટ) ગાડું.
Near, *prep.* (નિયર) નજદીક.
Turban, *n.* (ટરબન) પાઘડી. [શકીયે
Can count, *v. t.* (કાઉન્ટ) ગણી
Far off, (ફાર ઑફ) ઘણે દુર.
Colour, *n* (કલર) રંગ.

અહિંયાં નાળિયરના ઝાડોનું એક ચિત્ર છે. એક માણસ ઝાડ ઉપર ચઢે છે. તે ઉપર ઘણાં નાળિયર છે. ઝાડોની પછવાડે પાણી છે. ઝાડોની પછવાડે પાણી આસમાની રંગનું છે; ગાડાંની પછવાડે તે રાતું છે. ઘાસ લીલું છે; ઝાડ લીલાં છે, અને નાળિયર લાલ છે. બે બળદ અને એક ગાડું છે. એક માણસ તે બળદની નજદીક છે. બળદો સફેદ છે. તે ગાડું એક બળદનું ગાડું છે. એક માણસ પાસે સફેદ પાઘડી છે, અને એક માણસ પાસે રાતી પાઘડી છે. આ ચિત્રમાં કાંઇ મેંઢાં નથી, કાંઇ ઘેટાં નથી, અને કાંઇ ઘર નથી. આપણે નાળિયરના ઝાડો ગણી શકયે. છ ઝાડો નજદીક છે, અને સોળ ઘણે દુર છે. ઝાડો ઉપર સોળ નાળિયર છે.

## FOURTH LESSON. પાઠ ચોથો.

High, *adj.* (હાઇ) ઊંચા.
Higher, *adj.* (હાયર) વધારે ઊંચા
Larger *adj.* (લાર્જર) વધારે મોટી.

Than, *conj.* (ધૅન) કરતાં.
Kittens, *n.* (કિટન્ઝ) બિલાડીનાં બચ્ચાં.

## AN INDIAN GIRL. એક હિંદી છોકરી.

Indian, *adj.* ( ઇન્ડિયન ) હિંદી.
Next, *adj.* ( નેક્સ્ટ ) આવતાં
Page, *n.* ( પેજ ) પાનું
Saree, *n.* ( સારી ) સારી
Yellow, *adj.* ( યેલો ) પીળું.
Jacket, *n.* ( જૅકેટ ) બદીઆન.
Skirt, *n.* ( સ્કર્ટ ) ચણીઓ.
Bangles, *n.* (બૅન્ગલ્ઝ) બાંગડીઓ
Arms, *n.* ( આર્મ્સ ) હાથ.
Earrings, *n* (ઇયરરિંગ્ઝ) એરીંગો.
Street, *n.* ( સ્ટ્રિટ ) મહોલ્લો.
Is putting, *v. t.*(પુટિંગ) મુકેછે.
Foot, *n.* ( ફુટ ) પગ.
Step, *n.* ( સ્ટેપ ) સીડી.
Windows, *n* (વિન્ડોઝ) બારી
Town, *n.* ( ટાઉન ) શહેર.
India *n.* ( ઇંડિયા ) હિંદુસ્તાન.
People, *n.* ( પીપલ ) લોકો.
Are walking, *v. i.* (વૉકિંગ) ચાલે છે.
Elephant, *n.* (એલિફંટ) હાથી.
Temples, *n.* ( ટેમપલ્ઝ ) દહેરાં

પામેના પાના ઉપર એક નાની હિંદી છોકરીનું ચિત્ર છે. તેણીએ આસમાની સારી, પીળું બદીઆન. અને રાતો ચણીઓ પહેર્યાં છે. તેણીના હાથ ઉપર બાંગડી છે. અને તેણીના કાનમાં એરીંગો છે. તેણી મહોલ્લામાં ઉભી છે, અને સીડી ઉપર એક પગ મૂક્યો છે. તેણીની પછવાડે લીલી બારી સાથનું એક સફેદ ઘર છે. તે મોહોલ્લો હિંદુસ્તાનમાં એક શહેરમાં છે. ઘણા લોકો મહોલ્લામાં ચાલે છે, અને તેઓની પછવાડે એક હાથી છે. સફેદ પાઘડીવાલો એક માણસ તે હાથી ઉપર છે. ઘરો ઉંચાં છે, અને તેઓની પછવાડે દહેરાં છે; આ ઘરો કરતાં વધારે ઉંચાં છે. હાથી માણસો કરતાં વધારે ઉચો છે.

## FIFTH LESSON. પાંચમો પાઠ.

Without, *prep.* (વિધાઉટ) વગર.

## TWO NURSERY RHYMES. બે હાલરડાંનાં ગીત.

Nursery, *adj.* (નરસરિ) હાલરડાંનું
Rhymes, *n.* ( રહાઇમ્ઝ ) ગીતો
Hickory, *n.* (હિકરિ) ટક, ટક.
Dickory, *n.* (ડિકરિ) ટક, ટક.
Dock, *n.* ( ડૉક ) ટક, ટક.
Mouse, *n.* ( માઉસ ) ઉંદર.
Clock, *n.* ( ક્લૉક ) ઘડીઆળ.
Strikes, *v. t.* (સ્ટ્રાઇક્ઝ ) વાગે છે.
Tommy tucker, *n.* (ટૉમિ ટકર) નામ છે.
Sings, *v. i.* (સિંગ્ઝ) ગાય છે.
Supper, *n.* (સપર) રાતનું ખાણું.

**Will eat,** *v. i.* ( ઇટ ) ખાશે.
**Bread,** *n.* (બ્રેડ) પાઊ.
**Butter,** *n* (બટર) માખણ.
**Cut,** *v. t.* (કટ) કાપવું.
**E'er,** *ad.* (એર) બિલકુલ.
**Knife,** *n.* (નાઇફ) છરી.
**Marry,** *v. i.* (મૅરિ) પરણવું.
**Wife,** *n.* (ઉવાઇફ) બાયડી.

ટીક, ટીક, ટીક, ઉંદર ઘડિયાળ ઉપર દોડે છે, તે ઘડિયાળમાં એક વાગે છે, તે ઉંદર નીચે દોડી જાય છે.—ટીક, ટીક, ટીક! નાનો ટૅમિ ટકર પોતાના રાતના ભોજનને માટે ગીત ગાય છે. તે શું ખાશે? સફેદ પાંઊ અને માખણ. બિલકુલ છરી વગર તે તેને કેવા રીતે કાપશે? બિલકુલ બાયડી વગર તે કેવી રીતે પરણશે?

## SIXTH LESSON. ૬ ઠો પાઠ.

**Like,** *adj* ( લાઇક ) જેવાં.
**Try,** *v. t.* (ટ્રાઇ) કોશેશ કરવી.
**Mice,** *n.* ( માઇસ ) ઉંદરો.

## A RAILWAY CARRIAGE. એક આગગાડીનો ડબ્બો.

**Railway.** *n.* (રેલઉવે) આગગાડીનો.
**Carriage,** *n.* (કૅરેજ) ગાડી.
**Train,** *n.* (ટ્રેન) આગગાડીના હાર.
**Father,** *n.* (ફાધર) બાપ.
**Mother,** *n* (મધર) માય.
**Wears,** *v. t.* ( ઉવર્ઝ ) પહેરે છે.
**Straw,** *n.* ( સ્ટ્રૉ ) સાદડાની.
**Hat,** *n.* ( હૅટ ) ટોપી.
**Watch,** *n.* (ઉવૉચ) નાનું ઘડિયાળ.
**Seat,** *n.* (સીટ) બેઠક.
**Doll,** *n.* ( ડૉલ ) ઢીંગળી.
**Is lying** *v. i.* (લાઇંગ) પડેલી છે.
**Window-curtain,** *n.* (ઊવિનડો કર્ટન) બારનો પડદો.
**Is kneeling,** *v i.*(નિલિંગ) ઘુટણ મંડીયે ઉભો છે.
**To push** *inf* (પુશ) આચકો મારવું
**Trousers,** *n.* (ટ્રાઊઝર્ઝ) પાટલુન.
**Ears,** *n.* ( ઇયર્ઝ ) કાન.
**Larger** *adj.* (લાર્જર) વધારે મોટી.
**Luggage,** *n.* (લગેજ) સામાન.

આ ચિત્રમાંના લોકો આગગાડીના એક ડબામાં છે. તેઓ ઈંગ્રેજ લોક છે, અને હિંદી લોકો જેવા નથી. તેઓમાં એક બાપ, એક માય, અને એક નાનો છોકરો, અને એક નાની છોકરી છે. તે બાપે એક સાદડાની ટોપી પહેરી છે. તે પોતાના ઘડિયાળ તરફ જુએ છે. તે નાની છોકરી બેઠક ઉપર બેઠી છે. તેણની ઢીંગળી તેણીના પાસે પડી છે. તેણી બારના પડદ સાથે રમે છે. તે નાનો છોકરો બેઠક ઉપર ઘુટણ મંડીયે ઉભો છે. તે આગગાડીને આગળ હડસેલવાના કોશેશ કરે છે. તેણે એક સાદડાની ટોપી, એક કદાયાન અને પાટલુન પેહર્યું છે. તે નાની છોકરીએ સારી પહેરી નથી; તેણીએ બાંગડી પહેરી નથી. તેણીના કાનમાં એરીંગ નથી.

તે ગાડી હિંદી ગાડી જેવી નથી. તેની બારીઓ હિંદુસ્તાનની ગાડીઓની બારી જેવી નથી, અને હિંદુસ્તાનની ગાડીઓ વધારે મોટી હોય છે તે ગાડીમાં આપણ શોધી કાઢવાની આપણે કોશેશ કરી શકયે.

## SEVENTH LESSON. સાતમો પાઠ.

Only, *ad.* ( ઓનલિ ) માત્ર.
Flowers, *n.* ( ફ્લાવર્ઝ ) ફુલો.
Seems, *v. i.* ( સીમ્ઝ ) દેખાય છે.
Because, *conj.*(બિકૉઝ) કારણ કે.

## AN ELEPHANT, હાથી.

Ground, *n.* ( ગ્રાઊન્ડ ) જમીન.
Cloth, *n.* ( ક્લૉથ ) કપડું.
Branch, *n.* ( બ્રાન્ચ ) ડાંખળી.
Trunk, *n.* ( ટ્રંક ) સુંઢ [રાખવાને.
To keep off, *inf.*(કીપ ઑફ) દૂર
Flies, *n.* ( ફ્લાયઝ ) માખી.
Eye, *n.* ( આય ) આંખ.
Tusk, *n.* ( ટસ્ક ) દંતુશળ.
Sky, *n.* ( સ્કાય ) આકાશ.
Far off, *ad.* ( ફાર ઑફ ) ઘણે દુર.
Nearer, *ad.* ( નીયરર ) વધારે નજદીક.

અંહિયાં એક હાથી અને એક નાનું હિંદી છોકરૂં છે. તે બાળક જમીન ઉપર સુતું છે. તેણે કપડું પહેરેલું છે. હાથીની સુંઢમાં એક ઝાડની ડાંખળી છે. તે પેલાં બાળક આગળથી માખીઓને ઉડાડવાની કોશેશ કરે છે. તે બાળક એક હાથ ઊંચે કરે છે. અને પેલા હાથીની સુંઢ સાથે રમવાની કોશેશ કરે છે. આપણે તે હાથીનો મોટા કાન, અને નાની આંખ, અને તેનો લાંબો સફેદ દંતુશળ જોઇ શકયે છીએ. હાથીને કેટલાં દંતુશળ હોય છે? કેટલી આંખ હોય છે? કેટલા કાન હોય છે? અને કેટલા પગ હોય છે? ચિત્રમાં ફકત આપણે એક દંતુશળ, એક કાન અને એક આંખ જોઇ શકયે છીએ. આપણે તે બાળકના બે પગ અને બે હાથ અને તે હાથીના ચાર પગ જોઇ શકીયે છીયે. આપણે ચિત્રમાં આકાશ, ઘાસ, એક નાનું દેહરૂં અને ત્રણ નાળિયેરના ઝાડ જોઇ શકયે છીયે. હાથી અને બાળક નજદીક છે, દેહરૂં અને ઝાડ ઘણે દૂર છે. હાથી દેહરાં કરતાં અને ઝાડ કરતાં વધારે ઊંચો જણાય છે, કારણ કે તે વધારે નજદીક છે.

## EIGHTH LESSON. આઠમો પાઠ.

Wearing, *pr. p.* (વેરિંગ) પહેરતો.
Lying, *pr. p.* ( લાઈંગ ) પડેલો.
Some, *adj.* ( સમ ) કેટલાંક.
Others, *pron.* ( અધર્ઝ ) બીજાં.
Really, *ad.* ( રિયલિ ) ખરેખર.
Tick-tock, *n* (ટિક-ટૉક) ટક ટક.
Cloth, *n.* ( કલૉથ ) કપડું.

## A DOG. કુતરો.

Bridge, *n.* ( બ્રિજ ) પુલ.
Is made, *v. t.* ( મેડ ) બનેલો છે.
Trunk, *n.* ( ટ્રંક ) થડ
Brown, *adj.* (બ્રાઉન) ભુરા રંગનો.
Collar, *n.* ( કૉલર ) ગળપટો.
Piece, *n.* ( પીસ ) ટુકડો.
Meat, *n.* ( મીટ ) ગોસ્ત.
Mouth, *n.* ( માઉથ ) મોંઢું.
Under, *prep.* ( અંડર ) હેઠે.
Reflection, *n.*(રિફ્લેકશન) પડછાયો
To himself, પોતના મનમાં.
Another, *adj.* ( અનધર ) બીજો.
Short, *adj.* ( શૉર્ટ ) ટુકી.
Round, *prep.* ( રાઉંડ ) આસપાસ.
Master, *n.* ( માસ્ટર ) શેઠ.
Close, *v. t.* ( કલોઝ ) બંધ કરો.
Sentence, *n.* (સેનટેનસ ) વાક્ય.

અહિંયાં એક પુલ ઉપર ઉભેલા એક કુતરાનું ચિત્ર છે. તે પુલ ઝાડના થડનો બનાવેલો છે. તે કુતરો ભુરા અને સફેદ રંગનો છે, અને તેનો ગળપટો કાળો છે. તે કુતરાના મોઢાંમાં ગોસ્તનો એક કકડો છે. પુલની હેઠે પાણી છે, અને તે કુતરો પોતાના ગોસ્તના ટુકડાનો પડછાયો પણીમાં જુએ છે, તે પોતાના મન સાથે બોલે છે, ' અહિયાં એક બીજો કુતરો પોતાના મોઢાંમા ગોસ્તના ટુકડા સાથે છે. તે મારા જેવો છે, પણ તેનો ગોસ્તનો ટુકડો મારા ટુકડા કરતા વધારે મોટો છે. પાણીમાંનો ગોસ્તનો ટુકડો તેના ટુકડા કરતાં ખરેખર વધારે મોટો નથી, કારણ કે તે એક પડછાયો છે. કુતરાના કાન લાંબા હોય છે, અને તેની પુછડી ટુકી હોય છે. કેટલાક કુતરાને લાંબા કાન અને લાંબી પુછડી હોય છે. બીજાઓને ટુંકા કાન અને ટુંકી પુછડી હોય છે. બીજાઓને ટુકાં કાન અને લાંબી પુછડી હોય છે. તે કુતરાના ગળાંની આસપાસ એક ગળપટો છે, કારણ કે તેનો એક શેઠ છે, કેટલાક કુતરાને ગળપટા હોતા નથી, કારણ કે તેઓના શેઠ હોતા નથી.

## NINTH LESSON નવમો પાઠ.

Children, *n.* ( ચિલ્ડ્રન ) છોકરાં.

## A RAILWAY STATION. આગગાડીને ઉભું રહેવાનું મઠક.

Station, *n.* ( સ્ટેશન ) ઉભું રહેવાનું મઠક.
Engine, *n.* ( એનજીન ) વરાળયંત્ર.
Platform, *n.* ( પ્લૅટ ફૉર્મ ) પ્લૅટફૉર્મ; ઉતારૂઓને ઉતરવાને માટે ઉંચી બાંધેલી જગા.
Waiting, *pr. p.* (વેઇટિંગ) થોભતાં.
Still, *adj.* (સ્ટિલ) ચુપ ચુપ
Gentlemen, *n.* ( જેનટલમેન )ગૃહસ્થો.
Ladies, *n.* ( લેડિઝ ) બાનુઓ.
Baby, *n.* ( બેબિ ) બચ્ચું.

Late, *adj.* ( લેટ ) મોડો.
To catch, *inf.* ( કેચ ) પકડાવાને.
Letters, *n.* ( લેટર્ઝ ) અક્ષરો.
Porter's,*n.*(પોર્ટર્ઝ) હેલકરી,દરબાન.
R.=Room.
Room, *n.* ( રૂમ ) ઓરડો.
Cooly, *n.* ( કુલિ ) હેલકરી.
Also, *ad.* ( ઑલસો ) વળી.
Booking office, *n.* ( બુકિંગ ઑફિસ) ટીકીટ આપવાની કચેરી.
Buy, *v. t.* ( બાય ) ખરીદવું.
Tickets, *n.* (ટીકેટ્સ) ટીકીટો.

અહિયા એક ઈંગ્લાંડનું આગગાડીને થોભવાનું મથક છે. આપણે આગગાડીને પુલની હેઠેથી આવતાં જોઇએ છીએ. તે એક એનજીન અને ત્રણ ગાડીઓની બનેલી છે, અને તે કાંઈ લાંબી ગાડીની હાર નથી. લોકો આગગાડીની રાહ જોતા પ્લૅટફૉર્મ ઉપર ઊભાછે. કેટલાક ચુપચુપ ઉભા છે; બીજાઓ અહીં તહીં ચાલે છે; અને બીજાઓ બેઠા છે આપણે તેઓને ગણી શકીયે. તેમાં ત્રણ ગૃહસ્થો, બે બાનુઓ, એક નાનો છોકરો, અને એક બાળક છે. એક ગૃહસ્થ દાદર ઉપરથી હેઠે દોડતો આવે છે, કારણ કે તેને મોડું થયું છે, અને તે આગગાડી પકડવાની કોશેશ કરે છે. આપણે ચિત્રમાં 'પૉરટરઝ આર' અક્ષરો વાંચી શકીયે છીયે. આ ખરેખર હેલકરીઓનો ઓરડો છે, પોરટર તે સ્ટેશનનો હેલકરી હોય છે. આપણે ચિત્રમાં એક હેલકરીને સામાન સાથે જોઇએ છીયે. વળી આપણે ચિત્રમાં 'ટીકીટ આપવાની કચેરી' કરીને વાંચી શકયે છીયે. લોકો ટીકીટ આપવાની કચેરીમાં ટીકીટ ખરીદી શકે છે. આપણે બે ગૃહસ્થોને ટીકીટ આપવાની કચેરી- માંથી બહાર આવતા જોઇ શકીયે છીયે.

## TENTH LESSON. દશમો પાઠ.

Sat, *v. i.* ( સૅટ ) બેઠો.
None, *pron.* (નન) એકપણ નહિ.
All, *ad.* ( ઑલ ) તદ્દન.
Alone, *adj.* (અલોન) એકલો.

## NONSENSE RHYMES. અર્થ વિનાની કવિતા.

Nonsense, *adj.* (નૉન સેનસ) અર્થ વિનાની.
Jack, *n.* ( જૅક ) નામ છે.
Jill, *n.* ( જીલ ) નામ છે.
Hill, *n.* (હિલ) ટેકરી. [લાવવા.
To fetch, *inf.* ( ફેચ ) જઇને
Pail, *n.* ( પેલ ) તાંબડી.
Fell down, *v. i.* (ફેલ ડાઉન) નીચે પડયો.
Broke, *v. t.* ( બ્રોક ) ભાગ્યો.
Crown, *n.* (ક્રાઉન) માથું; મગજ
Tumbling, *pr.p.* (ટમ્બ્લિંગ) ગબડતી
Lived, *v. i.* (લિવ્ડ) રહેતી હતી.
Still, *ad.* ( સ્ટિલ ) હજી.
Stone, *n.* ( સ્ટોન ) પથ્થર.

Flew away, *v. i.* (ફ્લ્યુ અવે) ઊડી ગયું.
Poor, *adj.* (પુઅર) બિચારો.
Was left, *v. t.* (લેફ્ટ) રહી ગયો.
Containing, *pr. p.* (કનટેનિંગ) ધરાવતાં.

જૅક અને જીલ એક પાણીની તાંબડી લાવવા માટે ટેકરી ઉપર ગયાં જૅક નીચે પડી ગયો, અને પોતાનું માથું ભાગ્યું, અને જીલ તેની પછવાડે ગબડતી આવી. એક બુઢી સ્ત્રી એક ટેકરીના નીચે રહેતી હતી; અને જો તેની મરી ગઈ ન હોય તો તેણી હજી ત્યાં રહે છે. બે પક્ષીઓ એક પથ્થર ઉપર બેઠાં હતાં; એક ઉડી ગયું, અને ત્યાંરપછી એક રહ્યું બીજું તેની પુઠે ઊડયું અને ત્યારપછી કોઈ રહ્યું નહી; અને ત્યારપછી તે બિચારો પથ્થર તદ્દન એકલો રહી ગયો.

## ELEVENTH LESSON. અગીયારમો પાઠ.

Have left, *v. t.* (લેફ્ટ) છોડી ગયાં છે.
Has climbed, *v. t.* (કલાઈમ્ડ) ચઢયો છે.

## A SCHOOL ROOM. નિશાળનો ઓરડો.

School, *n.* (સ્કુલ) નિશાળ.
Desk, *n.* (ડેસ્ક) ઢળતી મેજ.
Master, *n.* (માસ્તર) શિક્ષક.
Has written, *v. t.* (રિટન) લખ્યો છે.
Very, *ad.* (વેરી) ઘણો.
Easy, *adj.* (ઇઝિ) સહેલો.
Sum, *n.* (સમ) દાખલો.
Black-board, *n.* (બ્લૅકબોર્ડ) કાળું પાટિયું.
Industrious, *adj.* (ઈનડસટ્રિયસ) ઉદ્યોગી
Right, *adj.* (રાઇટ) જમણો.
Left, *adj.* ( લેફ્ટ ) ડાબો.
Floor, *n.* ( ફ્લોર ) જમીન.
Holds, *v. t.* ( હોલ્ડઝ ) પકડે છે.
Copy-book, *n.* ( કૉપિ-બુક ) દસ્કત શિક્ષક.
Idle, *adj.* ( આઇડલ ) આળસુ.
Slate, *n.* (સ્લેટ) પથ્થર પાટી
Butterfly, *n.* ( બટરફ્લાઇ ) પતંગ્યું
Thinks, *v. t.* (થિંકઝ) વિચારે છે.
Difficult, *adj.* (ડિફિકલ્ટ) અઘરો.
Coats, *n.* ( કોટઝ ) ડગલા.
Collars, *n.* ( કૉલર્સ ) ગળપટા.

આ ચિત્રમાં કેટલાક અંગ્રેજ છોકરાઓ નિશાળમાં (બેઠા) છે. તેઓ એક ઢળતી મેજ આગળ બેઠા છે. શિક્ષક કાળાં પાટિયાં ઉપર એક ઘણો સહેલો દાખલો લખ્યો છે. ત્રણ છોકરાઓ ઉદ્યોગી છે. તેઓમાંનો એક લખે છે. તે પોતાના જમણા હાથે લખે છે, અને પોતાના ડાબા હાથે દસ્કત શિક્ષક પકડે છે. જમીન ઉપર ત્રણ ચોપડીઓ પડેલી છે. એક છોકરો આળસુ છે, અને તે પોતાની

પથ્થર પાટી અને એક પતંગીયાં સાથે રમે છે. તે પોતાની પથ્થર પાટી ઉપર પતંગીયાંને ચલાવવાની કોશેશ કરે છે. તે પેલો હાથલો ઘણો અઘરો ધારે છે, કારણ કે તે આળસુ છે. આપણે નિશાળના શિક્ષકને જોઈ શકતા નથી, કારણ કે તે બહાર ગયો છે. તમે તેને હવે પછીના ચિત્રમાં જોશો. છોકરાઓએ ડગલો અને પાટલુન પહેર્યાં છે, પોતાનાં ગળાંની આસપાસ ગળપટા બાંધ્યા છે. તે ગળપટા આઠમાં પાઠમાંના કુતરાના ગળપટા જેવા નથી.

## TWELFTH LESSON. બારમો પાઠ.

After school, નિશાળ છુટ્યા પછી.
Just, *ad.* ( જસ્ટ ) હમણાજ.
Yet, *ad.* ( યટ ) હજી.
Front, *n.* ( ફ્રંટ ) આગળનો ભાગ.
Perhaps, *ad.* ( પરહૅપ્સ ) કદાચ.

## THE SCHOOL ROOM AGAIN નિશાળનો ઓરડો ફરીથી.

Beard, *n.* ( બીઅર્ડ ) દાઢી.
Holds,, *v. t.* ( હોલ્ડ્ઝ ) પકડે છે.
Chalk, *n.* ( ચૉક ) સફેતો.
Question, *n.* (કુવેસ્ચન) સવાલ.
Answer, *v. i.* (આનસર) જવાબ. આપવો. [ સામળવું. ]
Listen, *v. i.* ( લિસન ) ધ્યાનથી.
Knee, *n.* ( ની ) ગુડણ.
Are placed, *v. t.* (પ્લેસ્ડ) મૂકેલી.
Neatly, *ad.* (નીટલિ) સફાઈથી.
Wall, *n.* ( વૉલ ) ભીંત
Maps, *n.* ( મૅપ્સ ) નકશા.
Clearly, *ad.* (કિલઅરલિ) ખુલ્લો.
Is beginning, *v. t.* (બિગિનિંગ) શરૂ કરે છે.
Lesson, *n.* ( લેસન ) પાઠ.

અહિયાં નિશાળના ઓરડાનું એક બીજું ચિત્ર છે. હવે આપણે નિશાળના શિક્ષકને જોઈયે છીયે. તેને દાઢી છે, અને છોકરાઓ કરતાં વધારે લાંબો ડગલો પહેરે છે તેના જમણા હાથમાં સફેદ સફેતાનો તે એક લાંબો ટુકડો પકડે છે. તેણે હમણાજ એક સવાલ પુછ્યો છે. બે છોકરાઓ ઉભા છે. એક આળસુ છે, અને જવાબ આપી શકતો નથી; બીજો તે શિક્ષકના સવાલનો જવાબ આપે છે, બીજા છોકરાઓ બેસીને જવાબ ધ્યાનથી સાંભળે છે એક છોકરો પોતાની પથ્થર-પાટી પોતાના ગુડણ ઉપર પકડે છે. તેની ચોપડીઓ તેની નજીક જમીન ઉપર પડેલી છે; તે તેના આગળ સફાઈથી મુકેલી નથી. ભીંત ઉપર બે નકશા છે. એક કદાચ હિંદુસ્તાનનો નકશો છે. આપણે તે ખુલ્લી રીતે જોઈ શકતા નથી, અને બીજા નકશા ઉપર આપણે કાંઈ જોઈ શકતા નથી. શિક્ષકે હજી કાળાં પાટિયાં ઉપર લખ્યું નથી. કદાચ તે માત્ર હમણાજ પાઠ શરૂ કરે છે.

## THIRTEENTH LESSON. તેરમો પાઠ

**Every** where, *ad.* (એવરિહ્વેહૅર) દરેક ઠેકાણે.
**Sure,** *adj.* ( શ્યૉર ) ખચીત.
To talk, *inf.* ( ટૉક ) વાત કરવી
Against, *prep.* (અગેનસ્ટ) વીરૂદ્ધ
Rules, *n.* ( રૂલ્ઝ ) કાયદા.

## MARY'S LAMB. મેરિનું ઘેટું.

fleece, *n.* ( ફ્લીસ ) ઉન.
followed, *v. t.* (ફૉલોડ) પુઠે ગયું
Laugh, *inf.* ( લાફ્ ) હસવું.
Teacher, *n.* ( ટીચર ) શિક્ષક.
Turned out, *v. t.* (ટર્ન્ડ આઉટ) કાઢી મુકયું.
Lingered, *v.i.*(લિંગર્ડ)ભમ્યા કીધું
Waited, *v. i.* ( વેટેડ ) થોભ્યું.
Patiently, (પેશન્ટલિ) ધીરજથી.
Did appear, *v.i.*(એપીયર) દેખાઈ

મેરિ પાસે એક નાનું ઘેટું હતું; તેનું ઉન બરફ જેવું સફેદ હતું; અને દરેક ઠેકાણે જ્યાં મેરિ જતી, ત્યાં તે ઘેટું ખચીતજ જતું હતુ; એક દહાડો તે તેણીની પુઠે નિશાળે ગયું; તે કાયદા વિરૂધ હતું. નિશાળમા એક ઘેટાંને જોઇને છોકરાંઓ હસ્યાં, અને રમ્યાં. અને તેથી શિક્ષકે તેને હાંકી કહાડયું; પણ હજી થી તે નજદીક ભમ્યા કીધું, અને જ્યાંસુધી મેરી આવી ત્યાં સુધી ધીરજથી આમ તેમ થોભ્યું.

## FOURTEENTH LESSON ચોદમો પાઠ.

**Lay** down, *v. i.* (લે) સુઇ ગયું
**No** Longer, વધારે વાર નહિ.
Kind, *adj.* ( કાઇન્ડ ) માયાળું.

## THE EXPLORER AND THE MONKEY.

## મુસાફર અને વાંદરો.

**Explorer,** *n.* ( એકસપ્લોરર ) મુસાફર.
**Monkey,** *n.* ( મન્કી ) વાંદરો.
**While,** *ad.* ( હ્વાઇલ ) જ્યારે.
**Travelling,** *pr. p.* ( ટ્રૅવલિંગ ) મુસાફરી કરતાં.
**Through,** *prep.* ( થ્રુ ) માં
**Jungles,** *n.* ( જંગલ્ઝ ) જંગલો
Has found, *v. t.* (ફાઉન્ડ) શોધી કાઢયો.
Sick, *adj.* ( સિક ) બીમાર.
Is lying, *v. i.* (લાઈંગ) પડેલો છે.
Gun, *n.* ( ગન ) બંદુક. [ જતી.
Carrying, *pr. p* (કૅરિઇંગ) લઇ
Shoulder, *n.* ( શોલ્ડર ) ખભું.
Difficulty, *n.*(ડિફિકલ્ટિ) મુશ્કેલી.

Has drunk, *v. t.* (ડ્રંક)પી ગયોછે.
Bottle, *n.* (બૉટલ) બાટલી.
Empty, *adj.* (એમ્પ્ટ) ખાલી.
Thirsty, *adj.* ( થર્સ્ટિ ) તરસ્યો.
Milk, *n.* ( મિલ્ક ) રસ.
Last, *adj.* ( લાસ્ટ ) છેલ્લાં.

આ ચિત્રોમાંનો માણસ એક મુસાફર છે. જંગલમાં મુસાફરી કરતી વખતે તેને એક બીમાર વાંદરો મળ્યો છે. તે જમીન ઉપર પડેલો છે, અને અહીંતહીં દોડી શકતો નથી, અથવા તો ઝાડ ઉપર ચઢી શકતો નથી. તેના એક હાથમાં તેની બંદુક છે, અને પોતાનો બીજો હાથ પોતાના ગુટણ ઉપર મુકીને, તે બીમાર વાંદરા તરફ જુએ છે. બીજાં ચિત્રમાં આપણે તેને તે વાંદરાને પોતાનાં ખભાં ઉપર લઇ જતો જોઇએ છીયે. તે તેને ઘણા દિવસ સુધી લઇને ચાલ્યો છે, અને તે વાંદરો વધારે વાર બીમાર નથી. ત્રીજાં ચિત્રમાં આપણે તે મુસાફરને મોટી મુશકેલીમાં જોઇએ છીએ. તે પોતાનું સઘળું પાણી પી ગયો છે અને તેની શીશી તેની નજદીક ખાલી પડી છે, તે ઘણો તરસ્યે થયો છે, અને તે વધારે વાર ચાલી શકતો નથી, અથવા તે વાંદરાને ઊંચકી લઇ જઇ શકતો નથી. ચોઠાં ચિત્રમાં તે વાંદરો પેલા મુસાફરને માટે એક નાળિયર લેવા એક ઝાડ ઉપર ચઢે છે તે પછીના ચિત્રમાં આપણે તે મુસાફરને નાળિયરનો રસ પીતા જોઇએ છીએ, કે જે વખતે તે વાંદરો જોયા કરે છે. પીધા પછી તે મુસાફર આગળ ચાલી શકે છે, અને છેલ્લાં ચિત્રમાં તે પેલા વાંદરાને પાછો પોતાના ખભાં ઊપર લઇ ચાલે છે. તે વાંદરો પેલા માણસ તરફ માયાળુ હતો. કારણ કે તે માણસ પહેલાં તે વાંદરા તરફ માયાળુ હતો.

## FIFTEENTH LESSON. પંદરમો પાઠ.

Are bought, *v. t.* (બૉટ) ખરીદવામાં આવે છે.
Way, *n.* ( ઊવે ) રીતે.
At last, *ad.* (ઍટ લાસ્ટ ) આખરે.

## THE JACKAL AND THE FLEAS. શિયાળ અને ચાંચડ.

Jackal, *n.* ( જૅકૉલ ) શિયાળ.
Fleas, *n* ( ફ્લીઝ ) ચાંચડ.
Certain, *adj.* ( સરટન ) કોઇએક.
Was troubled, *v. t.* ( ટ્રબલ્ડ ) હેરાન થતો હતો.
Bit, *v. t.* ( બિટ ) ડંખ માર્યા.
Thought of, યાદ આવ્યું.
To get rid of, કાસત કાઢવાને.
Tank, *n.* ( ટૅંક ) તળાવ.
Dry, *adj.* ( ડ્રાઇ ) સુકી.

Stick, *n.* ( સ્ટિક ) લાકડી
Slowly, *ad.* ( સ્લોલિ ) ધીમેથી.
To hop, *inf.* ( હૉપ ) કુદવું.
Farther, *ad.* ( ફારધર ) વધારેદુર.
Body *n.* ( બૉડી ) શરીર.
Left, *v. t.* ( લેફ્ટ ) છોડી દીધી.
Quickly, *ad.* (ક્વિકલિ) ઝડપથી.

કોઈ એક શિયાળ ચાંચડથી હેરાન થતો હતો, અને તેઓ તેને ઘણુંજ ડંખતા હતા. આખરે તેઓની કાસળ કાઢવાની તેને એક રીત સુઝી. તે એક તળાવ આગળ ગયો, અને પોતાના મોઢાંમાં એક સુકી લાકડી લીધી. ત્યાર પછી તે ધીમેથી પાણીમાં આવ્યો તેના પગના હેઠેના ભાગ ઉપરના ચાંચડ ત્યાર પછી તેના પગના ઉપલા ભાગ ઊંચે વધારે ઉંચે કુદવા લાગ્યા, ત્યાર પછી તે પાણીમાં વધારે દુર ગયો, અને ચાંચડો તેના પગ ઉપરથી તેના શરીર ઉપર કુદી આવ્યા. ત્યાર પછી તે વધારે દુર પાણીમાં ગયો, અને ચાંચડો તેના શરીર ઉપરથી તેના માથા ઉપર કુદી આવ્યા. આખરે તેણે પોતાનું માથુ પાણીની હેઠે મુકયું, અને ચાંચડો તેના મોઢાંમાંની લાકડી ઉપર કુદી આવ્યા. ત્યાર પછી તેણે તે લાકડી પાણીમાં છોડી દીધી, અને જલદીથી બહાર દોડી ગયો, અને આ રીતે સઘળા ચાંચડોની કાસળ કાઢી.

## SIXTEENTH LESSON સોળમો પાઠ.

Brother, *n.* ( બ્રધર ) ભાઈ.
Bite, *v. t.* ( બાઇટ ) ડંખે.
Still, *ad.* ( સ્ટિલ ) એથીએ.

## THE BRAVE BOY. બહાદુર છોકરો.

Brave, *adj.* ( બ્રેવ ) બહાદુર.
Crowd, *n.* ( ક્રાઊડ ) ટોળું.
Mad, *adj.* ( મૅડ ) હડકાયો.
Is taking off, *v. t.* (ટેકિંગ)કાઢી [નાખેછે.
Sister, *n.* ( સિસ્ટર ) બહેન.
Afraid, *adj.* ( અફ્રેડ ) બીધેલી.
Is determined, *v. t* (ડિટરમિન્ડ) ઠરાવ કર્યો છે.
To protect, *inf.* (પ્રોટેક્ટ) બચાવ કરવો.
Has rolled, *v. t.* ( રોલ્ડ ) વીંટાળ્યો છે.
Hides, *v. t.* ( હાઇડ્ઝ ) છુપાવે છે.
Is leaping, *v. i.* (લીપીંગ) છલંગ મારે છે.
Nearer, *ad.* ( નિયરર ) વધારે [નજદીક.
To bite, *inf.* ( બાઇટ ) કરડવાને.
Has bitten, *v. t.* (બિટન)કરડયોછે.
Fixed, *v. t.* ( ફિક્સ્ડ ) ભોંકાયલા.
Is raising *v. t* (રેઝિંગ)ઊંચકેછે.
To kill, *inf.* (કિલ)મારી નાખવાને.

પહેલાં ચીત્રમાં આપણે એક છોકરો અને એક છોકરીને જોઇયે છીયે. તેઓ દૂરે છે. ઘણે દુર આપણે તેઓના બાપનું ઘર જોઇયે છીયે. વળી આપણે એક કુતરાને માણસોનાં એક ટોળાંમાંથી દોડી જતો જોઇયે છીયે. તે છોકરીએ પોતાનો હાથ તે છોકરાના હાથ ઉપર મુકયો છે, અને તે કહે છે, "જુઓ! ત્યાં એક હડખો કુતરો છે" બીજાં ચીત્રમાં તે કુતરો વધારે નજદીક આવ્યો છે, અને તે છોકરો પોતાનો ડગલો કાઢી નાખે છે. તેની બહેન ઘણી બીએ છે. પણ તેણે તેણીનો બચાવ કરવાને ઠરાવ કર્યો છે. હવે તે છોકરાએ પોતાનો ડગલો પોતાના હાથની આસપાસ વીંટાળ્યો છે. તેની બહેન એથીબી વધારે બીહે છે. તેણી જમીન ઉપર ગુડણ મંડાયે પડે છે, અને પોતાનો ચેહેરો પોતાના હાથ વડે ઢાંકે છે. ને કુતરો તે છોકરા ઊપર છલંગ મારે છે, અને માણસો પોતાના હાથમાં લાકડી લઇને વધારે નજદીક આવ્યા છે. આ ચીત્રમાં તે કુતરાએ તે છોકરાને કરડવાની કોશેશ કરી છે, પણ તેને તો ફકત ડગલો કરડયો છે. જ્યારે તેના દાંત અંદર ઘોંચાઇ રહ્યા છે, ત્યારે માણસો આવી લાગ્યાં છે, અને તેઓમાંનો એક તે કુતરાને મારી નાખવાને પોતાની લાકડી ઉચકે છે. છેલ્લાં ચીત્રમાં તે કુતરાને મારી નાખવામાં આવ્યો છે, અને તે છોકરીએ પોતાની માને કહ્યું છે, "હું ઘણી બીધી હતી, પણ મારો ભાઇ બીધો ન હતો; તેણે મને તે હડખા કુતરાથી બચાવી." અને તેઓની માએ બોલે છે, "મારો બાહાદુર છોકરો!"

## SEVENTEENTH LESSON. સત્તરમો પાઠ.

| | |
|---|---|
| **Held**, *p. p.* ( હેલડ ) પકડેલી | Will get, *v. i.* (ગેટ)દાખલ થશે |

## A TOWN AND A VILLAGE. શહેર અને ગામડું.

| | |
|---|---|
| Both, *adj.* (બોથ) બંન્ને | Hot, *adj* ( હૉટ ) ગરમ. |
| Sides, *n.* ( સાઇડઝ ) બાજુઓ. | Shade, *n.* (શેડ) છાંયડો.[આપનારૂં. |
| Beautiful, ( બ્યુટિફુલ ) સુંદર. | Cooler, *adj.* (કુલર) વધારે ઠંડક |
| Built, *p. p.* ( બિલ્ટ ) બાંધેલાં. | Juggler, *n.* ( જગલર ) મદારી. |
| Brick, *n.* ( બ્રીક ) ઇંટ. | Pipe, *n.* ( પાઇપ ) વાંસળી. |
| Are growing, *v. i.* ( ગ્રોઇંગ) ઊગે છે. | Cobra, *n.* ( કોબ્રા ) નાગ. |
| | Dance, *inf.* ( ડાન્સ ) નાચવું. |
| Shines, *v. i.* (શાઇન્ઝ)પ્રકાશે છે. | Basket, *n.* ( બાસ્કેટ ) ટોપલી. |
| Brightly, *ad.* (બ્રાઇટલી)તેજથી | Bamboo, *n.* ( બેમ્બુ ) વાંસ. |

Hanging, *pr. p.* (હૅનગિંગ) લટકતી.
Is saying to himself, પોતાના મન સાથે બોલે છે.
Water-cart, *n.* (વૅાટર કાર્ટ)—પાણીનું ગાડું.
Drawn, *p. p.* (ડ્રૅાન) ખેંચવામાં આવતા.
Bullocks, *n.* (બુલકઝ) બળદો.
Roofs, *n.* (રૂફ્ઝ) છાપરાં.
Straw, *n.* (સ્ટ્રૅા) પરાળ.
Village, *n.* (વિલેજ) ગામડું.
Madras, *n.* (મદ્રાસ) મદરાસ.
Presidency, *n.* (પ્રેસિડનસિ) ઇલાકો
Several, *adj.* (સેવરલ) કેટલાક.
Banian tree, *n.* (બનિયન ટ્રી) વડનું ઝાડ.

અહિંયાં એક હિંદી શહેરમાંના એક મહોલ્લાનું ચિત્ર છે. તેની બન્ને બાજુએ લોકોને રહેવાને માટે ઘણાંક સુંદર ઘરો પથ્થર અને ઈંટનાં બાંધેલાં છે. ડાબી બાજુએ એક નાનું દહેરૂં છે, અને તેની નજદીક ઝાડો ઉગે છે. બહાર મહોલ્લામાં સુરજ ઝગઝગતો પ્રકાશે છે, અને ઘણો તાપ પડે છે, ઝાડોની હેઠે છાંયડો છે, અને તે વધારે ઠંડકવાલો છે, તે ઝાડોના છાંયડામાં એક મદારી બેઠો છે, તે એક વાંસળી વગાડે છે, અને એક નાગને નચાવે છે. એક બાયડી પોતાના માથાં ઉપર એક પાણીનું વાસન પકડીને તે મદારીની પછવાડે ઉભી છે. બીજી બાયડી પોતાના માથા ઉપર એક ટોપલી લઇને તે નાગ જોવા ઊભી છે. તેણીની સાથે એક નાની છોકરી છે. ત્રણ માણસો જોવા બેઠાં છે. ઘણે દૂર એક માણસ એક વાંસ ઉપરથી લટકતી ટોપલીઓ સાથે લઇ જાય છે. કદાચ તે પોતાના મન સાથ બોલે છે, "આ બધા લોકો શું જોય છે ?" એથાબી વધારે દુર આપણે બળદોથી ખેંચવામાં આવતું એક પાણીનું ગાડું જોઇ શકયે છીએ. અને છેક દૂર એક હાથી તે ટોળાંની ઉપર જણાય છે. તે પછીના ચિત્રમાં વળી એક મ્હોલ્લો છે. તેમાંના ઘરો ઈંટ કે પથ્થરના બાંધેલાં નથી, અને તે પહેલાં ચિત્રોમાંના ઘરો કરતાં વધારે નાના છે. તેઓને પરાળનું છાપરૂં છે. આ મહોલ્લો મદરાસ ઇલાકાના એક ગામડામાં છે. તે મહોલ્લામાં એક બળદનું ગાડું અને કેટલાંક લોકો છે. એક અંગ્રેજ છે. કદાચ તે હમણાજ પેલાં બળદનાં ગાડામાંથી ઉતર્યો છે, તેણે એક ડગલો અને પાટલુન અને સફેદ ટોપી પહેરી છે. તે ઘરોની પછવાડે એક મોટું વડનું ઝાડ ઊગે છે, અને દુર આપણે નાળિયરીના ઝાડ જોઇએ છીએ.

## EIGHTEENTH LESSON. અઢારમો પાઠ.

Follows, *v. t.* (ફૅાલોઝ) પુઠે જાયછે.
Bottle, *n.* (બૅાટલ) બાટલી.

## THE JACKAL AND THE CRABS.
## શિયાળ અને કરચલાં.

Crabs, *n.* (ક્રેબ્ઝ) કરચલાં.
Tank, *n.* (ટેન્ક) તળાવ.
Bund, *n.* (બંડ) પુસ્તો [ગડનો.
Weeping, *pr. p.* (ઉવીપિંગ)
Holes, *n.* (હોલ્સ) દર.
Relations, *n.* (રિલેશન્ઝ) સગાંઓ
Turned out, *v. t.* (ટર્નડ આઉટ) કાઢી મૂક્યો છે.
Jungle, *n.* (જંગલ) જંગલ.
Refused, *v. t.* (રિફ્યુઝ્ડ) ના પાડી
Consented, *v. i.* (કનસેન્ટેડ) કબુલ થયો.
Moon, *n.* (મુન) ચંદ્ર. [દરણું.
Moonlight, *n.* (મુનલાઇટ) ચાં
Howled, *v. i.* (હાઉલ્ડ) પોકાર કીધો.
Were caught, *v. t.* (કૉટ) પકડવામાં આવ્યા.

એક શિયાળ રડતો એક તળાવના પુસ્તા ઉપર બેઠો હતો. ઘણાંક કરચલાં તે પુસ્તામાંના દરમા રહેતાં હતાં. અને તેને રડતાં સાંભળીને તેઓ બહાર આવ્યાં, અને પુછ્યું, "તમે રડોછો કાંય ?" તે શિયાળે જવાબ આપ્યો, "કારણ કે મારાં સગાંઓએ મને જંગલમાંથી કાઢી મૂક્યો છે." તે કરચલાંએ પુછ્યું, "તેઓએ તમને શા માટે જંગલમાંથી કાઢી મુકયાં છે." ? તે શિયાળે જવાબ આપ્યો, "તેઓએ મને કાઢી મૂક્યો, કારણ કે મેં તેઓની સાથે કરચલાં પકડવા જવાને ના પાડયું. તે કરચલાંએ કહ્યું, "અરે માયાળુ શિયાળ, આવ અને હમારી સાથે રહે, અને હમારૂં રક્ષણ કર !" તે શિયાળે, હા પાડયું. બીજી રાત્રે ચંદ્ર ઝગઝગતો પ્રકાશયો. તે શિયાળે તે કરચલાંને પોતાની સાથે ચંદરણામાં ફરવાન કહ્યું. પણ તેઓએ કહ્યું, "નહિ; હમે હમારા દરથી દૂર જવાને બિહે છીએ.–" તે શિયાળે કહ્યું "બીહતાં ના; હું તમારૂં રક્ષણ કરીશ." ત્યારપછી તેઓ સઘળાં તેની સાથે જંગલમાં ગયાં, જ્યારે તેઓ ઝાડોનાં છાંયડા તળે આવ્યાં, ત્યારે તે શિયાળે પોકાર કર્યો, અને એકદમ તેના સઘળાં સગાંઓ જંગલમાંથી બહાર આવ્યાં. તેઓ તેની આગળ દોડી ગયાં; અને સઘળાં શિયાળો તરતજ કરચલાંને પકડવા મંડી ગયાં. આખરે તે બિચારાં કરચલાંઓને સઘળા શિયાળો પકડીને ખાઇ ગયા.

## NINETEENTH LESSON ઓગણીસમો પાઠ.
## THE NAUGHTY BOY. દુષ્ટ છોકરો.

Naughty, *adj.* (નૉટિ) દુષ્ટ.
Scotland, *n.* (સ્કૉટલંડ) સ્કૉટલંડ દેશ.
For to see, જોવા માટે.
Found, *v.t.* (ફાઉન્ડ) માલમપડ્યું
Hard, *adj.* (હાર્ડ) સખત.

Yard, *n.* (યાર્ડ) વાર.
Merry, *adj.* (મેરિ) આનંદી.
Cherry, *n.* (ચેરિ) ચેરી ફળ.
Lead, *n.* (લેડ) સીસું.
Weighty, *adj* (વેઇટિ) ભારે.
Fourscore, *n.* (ફોરસ્કોર) ચાર કુડી; એંસી.
Door, *n.* (ડોર) દરવાજો.
Wooden *adj* (વુડન) લાકડાનું.
Shoes, *n.* (શુઝ) ખુટ; જોડા.
Wondered, *v. t.* (વન્ડર્ડ) અજાયબ થયો.

એક દુષ્ટ છોકરા હતો, અને તે એક દુષ્ટ છોકરો હતો; ને લોકોને જોવાને સ્કૉટલંડ નાસી ગયો. ત્યારપછી તેને માલમ પડયું કે ઈંગ્લાંડના જેવીજ ત્યાંની જમીન સખત હતી, વાર તેટલોજ લાંબો હતો, ગીત તેટલુંજ આનંદી હતું, ચેરી તેટલુંજ લાલ હતું, સીસું તેટલુંજ ભારે હતું, ચાર કુડી તે એંસી હતા, અને દરવાજો તેવોજ લાકડાનો હતો. એ પ્રમાણે તે પોતાના જોડા પેહેરીને ઉભો રહયો, અને તે અજબ થયો, તે અજબ થયો; તે પોતાના જોડા પહેરીને ઉભો રહયો, અને તે અજબ થયો.

## TWENTIETH LESSON વીસમો પાઠ.

## TRAVELLING BY ROAD.

## જમીન માર્ગે મુસાફરી કરવા વિષે.

Travelling, *ger.* (ટ્રૅવલિંગ) મુસાફરી કરવી.
Often, *ad.* (ઑફન) વારંવાર.
Wheels, *n.* (વ્હીલ્ઝ) પૈડાં.
Is drawn, *v. t.* (ડ્રૉન) ખેંચવામાં આવે છે.
Animals, *n.* (ઍનિમલ્ઝ) પ્રાણીઓ.
Humps, *n.* (હમ્પ્ઝ) ખુંધ.
Strong, *adj.* (સ્ટ્રૉન્ગ) મજબુત.
Driver, *n.* (ડ્રાઇવર) હાંકનાર.
Between, *prep.* (બિટવીન) વચ્ચે.
Whip, *n.* (વ્હિપ) ચાબકો.
Cover, *n.* (કવર) છત્ર.
Mats, *n.* (મૅટ્ઝ) સાદડી.
Sun, *n.* (સન) તડકો.
Is tied, *v. t.* (ટાઇડ) બાંધવામાં આવે છે. [બાજુએ.
Inside, *n.* (ઇન્સાઇડ) અંદરની
Pot, *n.* (પૉટ) વાસણ.
Hangs, *v. i.* (હૅન્ગઝ) લટકે છે.
Cooking-pot, *n.* (કુકિંગ-પૉટ) રાંધવાનું વાસણ.
Slow, *adj.* (સ્લો) ધીમું.
Faster, *ad.* (ફાસ્ટર) વધારે ઝડપથી
Miles, *n.* (માઇલ્ઝ) માઇલ.
Hour, *n.* (અવર) કલાક.
Sleep, *v. i.* (સ્લીપ) ઊંઘવું.

**Well**, *ad.* (વેલ) સારી રીતે.
**Tonga**, *n.* (ટૉન્ગા) ટૉન્ગા.
**Trot**, *v. i.* (ટ્રૉટ) ટપ ટપ ચાલવું.
Central Provinces, *n.* (સેનટ્રલ પ્રૉવિનસિઝ) મધ્ય પ્રાંતો. [બાજુ.
Outside, *n.* (આઉટસાઇડ) બહારની

ઘણી જગાઓ આગગાડીની સડક ઉપર આવેલી નથી, અને લોકોએ પગ રસ્તે ત્યાં મુસાફરી કરવી જોઇએ. તેઓ વારંવાર એક બળદનું ગાડું વાપરે છે. અહિંયા એક બળદનાં ગાડાંનું ચિત્ર છે. તેને બે પૈડાં છે, અને બે બળદોથી ખેંચવામાં આવે છે. તેઓ મજાની ખુંધ અને મજબુત પગ સાથના સુંદર પ્રાણીઓ છે. હાંકનાર પોતાના હાથમાં એક ચાબક લઇને તેઓની વચ્ચે ઉભો રહે છે. મુસાફરોનું તડકાં અને વરસાદથી રક્ષણ કરવા માટે સાદડીનું છત્ર હોય છે. તે છત્ર ઉપર બળદને ખાવાને માટે પરાળ બાંધેલું હોય છે, અને બેસવાને માટે અંદર પરાળ હોય છે. તે ગાડાંના મથાળા ઉપરથી એક વાસણ લટકે છે; કદાચ તે હાંકનારનું રાંધવાનું વાસણ છે. તે ગાડાંની પછવાડે એક બુઢો માણસ ઉભો છે; કદાચ તે ગાડાંમાં મુસાફરી કરશે. બળદના ગાડાંમાં ધીમી મુસાફરી થાય છે. બળદો કલાકના બે ત્રણ માઇલ કરતાં વધારે ઝડપથી જઇ શકે નહિ. લોકો વારંવાર રાત્રે બળદના ગાડાંમાં મુસાફરી કરે છે, કારણ કે તે વખતે વધારે ઠંડક હોય છે, અને તેઓ સારી રીતે ઉંઘાઇ શકે છે બીજુ ચિત્ર ટૉન્ગા નામની એક ઘણી સુંદર નાની ગાડી બતાવે છે. તે પણ બે બળદથી ખેંચવામ આવે છે, પણ પહેલાં ચિત્રમાંના બળદના કરતાં તેઓ વધારે નાના હોય છે તેઓ કલાકના કદાચ છ અથવા સાત માઇલ ટપ ટપ ચાલી શકે છે. આના જેવા ટૉન્ગા મધ્ય પ્રાંતમાં વાપરવામાં આવે છે. હાંકનાર બહાર બેસે છે, અને ચાર મુસાફરો અંદર બેસી શકે છે, પણ તેઓ ઘણો સામાન લઈ જઈ શકે નહિ.

## TWENTY FIRST LESSON. એકવીસમો પાઠ.

## THE PATIENT LITTLE GIRL. ધીરજવાળી નાની છોકરી.

**Full of**, *adj.* (ફુલ ઑફ) ભરેલો.
**Patient**, *adj.* (પેશન્ટ) ધીરજવાળી
**Famine**, *n.* (ફૅમિન) દુકાળ.
**Certain**, *adj.* (સર્ટન) ચોક્કસ, કોઇએક.
**Rich**, *adj.* (રિચ) તવંગર.
**Loaf**, *n.* (લોફ) પાઉં
Servants, *n.* (સરવંટઝ) નોકરો.
Loaves, *n.* (લોવ્ઝ) પાઉં.
Wished, *v. t.* (વિશ્ડ) ઇચ્છયું.
Straggled, *v. i.* (સ્ટ્રગલ્ડ) તરફડીયાં માર્યાં.
Fought, *v. i.* (ફૉટ) લડયો.
Did fight, *v. i.* (ફાઇટ) લડી.

Quietly, *ad.* (ક્વાઍટલિ) શાંતપણે
Was left, *v. t.* (લેફ્ટ) રહ્યો.
Rupees, *n.* ( રૂપીઝ ) રૂપીયા.
Cried, *v. t.* ( ક્રાઇડ ) બોલી.
Mistake, *n.* ( મિસ્ટેક ) ભુલ.
Baked, *v. t.* ( બેકડ ) ભુંજ્યું.
Reward, *n.* ( રિવૉર્ડ ) બદલો; ઇનામ.

એકવાર જ્યારે હિંદુસ્તાનમાં દુકાળ ફેલાયલો હતો ત્યારે એક ચોક્કસ ગામનાં છોકરાંઓ એક તવંગર માણસને ઘર ગયાં અને પાઉં માગ્યું. જ્યારે તેણે તેઓને જોયાં, ત્યારે તેણે કહ્યું, હું દરરોજ દરેક બચ્ચાંને એક પાઉં આપીશ. તેથી તેના ચાકરો પાઉંથી ભરેલી એક મોટી ટોપલી લાવ્યા. અને તે છોકરાંઓ પોતાનું પાઉં લેવા ગયાં. દરેક છોકરૂં સૌથી મોટું પાઉં લેવા ઇચ્છતું હતું. અને તે લેવાને તે સઘળાંઓએ ખેંચતાણ કીધી, અને લડાલડી કીધી. એક નાની છોકરી લડી નહિ, પણ ધીરજથી થોભી જ્યારે બીજાં સઘળાં છોકરાંઓ પોતાનું પાઉં લઇ રહ્યાં, ત્યાર તેણી ટોપલી આગળ ગઇ. ફક્ત એક પાઉં રહ્યું; તે સૌથી નાનું હતું. બીજે દહાડે જ્યારે છોકરાંઓ પોતાનાં પાઉં લેવા આવ્યાં ત્યારે તેઓએ પાછી ખેંચતાણ કીધી અને લડાલડી કીધી. તે નાની છોકરી પાછી ગુપચુપ થોભી, અને છેલ્લું પાઉં લીધું; પાછું તે સૌથી નાનું હતું. તેણી તે પોતાના સાથ આગળ લઇ ગઈ, અને જ્યારે તેણીએ તે કાપ્યું, ત્યારે બે રૂપિયા બહાર પડયા, ત્યાર પછી તેણીની માયે કહ્યું, આ ભૂલ છે; તે રૂપ્યા પેલા તવંગર માણસ આગળ પાછા લઇ જાઓ. પણ તે તવંગર માણસે તે રૂપિયા લેવા ના પાડયું, એવું કહીને કે તેમાં કાંઇ ભૂલ નથી. જ્યારે મારા ચાકરોએ પાઉં ભૂંજ્યું, ત્યારે તેઓએ આ બે રૂપ્યા સૌથી નાના પાઉંમાં મૂકયા, ધીરજથી થોભવાને માટે તે તમારૂં ઇનામ છે.

## TWENTY SECOND LESSON. બાવીસમો પાઠ.

### FIRE, આતશ.

Fire, *n.* ( ફાયર ) આતશ
Ways, *n.* ( ઉવેઝ ) રીત.
Countries, *n.* (કન્ટ્રિઝ) મુલકો.
Cooking, *ger.* ( કુકિંગ ) રાંધવા.
Rice, *n.* ( રાઇસ ) ચોખા.
Curry, *n.* ( કરિ ) કઢી.
Ghee, *n.* ( ઘી ) ઘી.
To heat, *inf.* (હીટ) ગરમ કરવી.
Bathing, *ger.* (બેધિંગ) નાહવા.
Washing, *ger.* (ઉવૉશિંગ) ધોવું.
Winter, *n.* (ઊવિન્ટર) શિયાળો.
Useful, *adj.* (યુસફુલ) ઉપયોગી.
Iron, *n.* ( આયર્ન ) લોખંડ.
Copper, *n.* ( કૉપર ) તાંબું.

Ornaments, *n.* ( ઑરનૅમેન્ટ્ઝ ) ઘરેણાં. [ લુહાર.
Blacksmiths, *n.* (બ્લૅકસ્મિથ્ઝ)
Coppersmiths, *n.* (કૉપરસ્મિથ્ઝ) કંસારા. [ સોની.
Goldsmiths, *n.* (ગોલ્ડસ્મિથ્ઝ)
Silversmiths, *n.* (સિલ્વરસ્મિથ્ઝ) રૂપાંનાં દાગીના બનાવનાર.
Red-hot, *adj.* (રેડ-હૉટ) લાલ ચોળ
Hammering, *ger.* ( હૅમરિંગ ) હથોડા વડે ટીપવું.
Are drawn, *v. t.* ( ડ્રૉન ) ખેંચવામાં આવે છે.
Steam, *n.* ( સ્ટીમ ) વરાળ.
Charcoal, *n.* ( ચારકોલ ) કોયલા.
Matches, *n.* ( મૅચિઝ ) કાંડી.
Head, *n.* ( હેડ ) મથાળું.
Piece, *n.* (પીસ) ટુકડો [ આવે છે.
Is rubbed, *v. t.* ( રબ્ડ ) ઘસવામાં
Boxes, *n.* ( બૉક્સીસ ) દાબડા.
Sweden, *n.* ( સ્વીડન ) સ્વીડન દેશ.
Japan, *n.* ( જેપાન ) જાપાન દેશ.

આતશ ઘણી રીતે વપરાય છે. સઘળા દેશોમાં તે રાંધવા માટે વપરાય છે. તે વગર ચોખા અને કઢી રાંધી શકાય નહિ, ઘી બનાવી શકાય નહિ, અને પાઉં ભૂંજી શકાય નહિ. વળી તે નાહવાને માટે પાણી ગરમ કરવા, અને કપડાં ધોવા વપરાય છે. ઠંડા મુલકોમાં લોકોને શિયાળામાં હુંફાળા કરવાને તે વપરાય છે. લોખંડ અને તાંબાની ઘણી ઉપયોગી ચીજો બને છે, અને સોના રૂપાંનાં સુંદર ઘરેણાં બનાવવામાં આવે છે. આ ચીજો લુહાર, કંસારા, સોની, અને રૂપાંનાં દાગીના બનાવનારા, જેઓ સઘળા આતશ વાપરે છે, તેઓથી બનાવવામાં આવે છે. લુહારો લોખંડને લાલચોળ બનાવવાને તે વાપરે છે. તે વખતે તે નરમ હોય છે, અને તેને હથોડા વડે ટીપીને તેઓ તેમાંથી ઘણી ઉપયોગી ચીજો બનાવી શકે છે. આતશ કંસારાઓ પણ વાપરે છે, જેઓ તાંબાના વાસણો વાપરે છે, અને સોની અને રૂપાંનાં દાગીના બનાવનારાઓ વાપરે છે, જેઓ સોના અને રૂપાંનાં દાગીના બનાવે છે. આગગાડીઓ ઇન્જીનથી ખેંચાય છે, કે જે ઇન્જીનો વરાળથી ચાલે છે. વરાળ બનાવવાને માટે પાણીને ગરમ કરવું જોઇએ. લાકડાં અથવા કોયલા બાળીને આપણે આતશ મેળવ્યે છીયે. એઓને સળગાવવાને માટે આપણે કાંડી વાપરયે છીયે. કાંડી, ભૂરા અથવા રાતા માથાં સાથનો લાકડાંનો એક નાનો ટુકડો છે, કે જેને જયારે ઘસવામાં આવે છે, ત્યારે બળે છે. કાંડી હિંદુસ્તાનમાં બનાવવામાં આવતી નથી. તેઓ બીજા દેશમાંથી આવે છે, કે જેઓનાં નામ તમે કાંડીની દાબડી ઉપર વાંચી શકશો. આમાંના કેટલાક દેશો ઇંગ્લાંડ, સ્વીડન, અને જાપાન છે. દરેક દાબડામાં ઘણી કાંડીઓ છે.

## TWENTY THIRD LESSON. તેવીસમો પાઠ.

Together, *ad.* ( ટુગેધર ) સાથે.

### THE TWO MISERS. બે કંજુસો.

Misers, *n.* ( માઇઝર્ઝ ) કંજુસો.
Dipped, *v. t.* ( ડિપ્ડ ) બોળ્યું.
Waste, *v.t.* ( વેસ્ટ ) બરબાદ કરો છો.
Bottom, *n.* ( બૉટમ ) તળીયે.
Nail, *n.* (નેલ) ખીલો.
Pointed, (પૉઇનટેડ) આંગળી કરી [બતાવી.
Admired, *v.t.* (ઍડમાયર્ડ) વખાણી
Careful, *adj.* (કેરફુલ) સંભાળ ભરેલી.

એક દહાડો બે કંજુસો જેઓ સાથે મુસાફરી કરતા હતા, તેઓ જમવા બેઠા. એકની પાસે ઘીનું એક ઘણું નાનું વાસણ હતુ, જેમાં તે પોતાના રોટલી, તે પોતાના મોઢામાં મૂકવા આગમજ બોળતો હતો. બીજા કંજુસે કહ્યું, તે રીતે તમારૂં ઘી બરબાદ કાંય કરોછો ? મારી ખાવાની રીત જુઓ ત્યાર પછી તેણે હેઠે ઘણા થોડાં ઘી સાથનું એક નાનુ વાસણ અને એક પાઉં બહાર કાઢયાં. તેણે તે વાસણ ભીતના એક ખીલા ઉપર ટાંગ્યું, અને પોતાની રોટલી ખાવા લાગ્યો. હરેક પાઉંનો ટુકડો પોતાનાં મોઢાંમાં મૂકવા આગમજ, તેણે ઘીના વાસણ તરફ આંગળીકરીને બતાવ્યા કીધું બીજા કંજુસે ખાવાની તેના સંભાળ ભરેલી રીતની ઘણીજ વખાણ કીધી, કે જે રીતને તેણે 'પાઉં અને આંગળી કરીને બતાવો' એવું નામ આપ્યું.

## TWENTY FOURTH LESSON. ચોવીસમો પાઠ.

Even, *ad.* ( ઇવન ) વળી.
Most, *adj* ( મોસ્ટ ) ઘણા ખરા.
Bengal, *n.* (બેન્ગાલ) બંગાળા.
Punjab, *n.* (પંજાબ) પંજાબ.

### WATER, પાણી.

Need, *v. t.* ( નીડ ) જોઇએ છે.
Clean, *adj.* ( કલીન ) સ્વચ્છ.
Farmers, *n.* ( ફાર્મર્ઝ ) ખેડુતો.
Crops, *n.* ( ક્રોપ્સ ) પાક.
June, *n.* ( જયુન ) જુન મહિનો.
September, *n.* ( સપટેમબર ) સપટેમ્બર મહિનો.
October, *n.* (ઑકટોબર) અકટોબર મહિનો.
January, *n.* (જૅન્યુઅરી) જાનેવારી મહિનો.
Is collected, *v. t.* (કલેકટેડ) એકઠું કરવામાં આવે છે.
Wells, *n.* ( વેલ્ઝ ) કુવા.

Purposes, *n.* ( પરપઝિઝ ) કામો. | Rivers, *n.* (રિવર્ઝ) નદીઓ [જાયછે.
Fail, *v. i.* (ફેલ) નિષ્ફળ નિવડે છે. | Dry up, *v. i.* (ડ્રાઇ અપ) સુકાઇ

આપણને આતશ કરતાં પણ પાણી વધારે જોઇએ છે. આપણને તે પીવાને માટે, રાંધવાને માટે, નાહવાને માટે, અને આપણાં કપડાં ધોવાને માટે જોઇયે છે. તે વગર ચોખા ઉકાળી શકાય નહિ, પાઊં બનાવી શકાય નહિ, અથવા તો આપણે આપણું શરીર સાફ રાખી શકયે નહિ. ખેડુતોને પોતાનો પાક ઉગાડવાને માટે વળી તેની જરૂર છે. પાણી જમીન ઉપર વરસાદ તરીકે પડે છે. હિંદુસ્તાનના ઘણાખરા ભાગોમાં ઘણોખરો વરસાદ જુનથી તે સપટેમ્બર મહિના સુધીમાં પડે છે. હિંદુસ્તાનની અગ્નિકોણમાં ઘણો ખરો વરસાદ અકટોબરથી તે જાનેવારી મહિના સુધીમાં પડે છે, ઘણું ખરૂં પાણી જે વરસાદ તરીકે પડે છે, તે ઝરા અને નદીઓમાં વહે છે. તેમાંનું કેટલુંક તળાવમાં એકઠું થાય છે. તેમાંનું કેટલુંક જમીનમાં થઇને કુવામાં વહે છે. લોકો નદીઓમાં, ઝરામા અને તળાવોમાં નાહે છે અને પોતાના કપડાં ધુએ છે, અને આ સઘળાં કામને માટે તેઓમાંથી અને કુવામાંથી પાણી વાપરે છે. ખેડૂતો પણ નદી, નાળાં, અને તળાવોમાંથી પોતાને પાક ઉગાડવાને માટે પાણી લે છે. તેઓ વારંવાર વળી આ કામને માટે કુવામાથી પાણી ખેંચે છે. કોઇ કોઇ વાર હિન્દુસ્તાનમાં ચોમાસું નિષ્ફળ નિવડે છે; નદી તળાવ, અને કુવાઓ સુકાઇ જાય છે, ખેડુતોને પાણી મળી શકતું નથી, તેઓનો પાક ઉગતો નથી, અને દુકાળ પડે છે.

## TWENTY-FIFTH LESSON, પચીસમો પાઠ.

Trotted, *v. i* ( ટ્રૉટેડ ) ટપટપ ચાલ્યા.

### WHAT A BIRD THOUGHT એક પક્ષીએ શું વિચાર્યું.

Lived, *v. i.* ( લિવ્ડ ) રહેતું હતું.
Round, *adj.* ( રાઉન્ડ ) ગોલ.
World, *n.* ( ઊવર્લ્ડ ) દુન્યા.
Pale-blue, *adj.* ( પેલ-બ્લ્યુ ) ફિક્કા આસમાની રંગના.
Shell, *n.* ( શેલ ) કોટલું.
Next, *ad.* ( નેક્સ્ટ ) ત્યારપછી.
Needed, *v. i* (નીડેડ) જોઇતો હતો.
Covered, *v. t.* ( કવર્ડ ) ઢંકાયલો હતો.
Fluttered, *v. i.* ( ફ્લટર્ડ ) પાંખ ફફડાવીને ઊડયું.
Blind, *adj.* ( બ્લાઇન્ડ ) આંધળી.
Beyond, *prep.* (બિયૉન્ડ) પેલીમેર.
Really, *ad.* ( રિયલિ ) ખરેખર.

પહેલ વહેલાં હું એક, નાના ઘરમાં રહેતું હતું, અને ત્યાં ઘણી સારી રીતે રહેતું હતું, મારે મનસે દુન્યા નાની અને ગોલ હતી. અને ફીક્કા આસમાની રંગના કોટલાંની બનાવેલી હતી. ત્યારપછી હું એક નાના માળામાં રહેતું હતું, અથવા તો મને કોઇ બીજા ( માળાની ) ગરજ હતી નહિ, મેં ધાર્યું કે દુન્યા પરાળની બનાવેલી હતી, અને મારી માયથી ઢંકાયલી હતી. એક દહાડો મને શું મળી શકેછે તે જોવા, હું માળામાંથી ઉડી ગયું. મેં કહ્યું, દુન્યા પાંદડાંની બનાવેલી છે, હું ઘણું આંધળું છું. આખરે હું ઝાડની પેલી મેર ઊડી ગયું, અને આકાશને એટલું બધું આસમાની જોયું. હવે દુન્યા ખરેખર કેમ બનાવવામાં આવી છે, તે હું કહી શકતું નથી–તમે કહી શકશો?

## TWENTY SIXTH LESSON. છવીસમો પાઠ

Therefore, *conj.* (ધેરફર) તેટલા માટે.

Got up, *v. i.* ( ગૉટ અપ ) ઉઠ્યો.

Get up, *v. i.* (ગેટ અપ) ઉઠીયે છીયે.

Rises, *v. i.* ( રાઇઝિઝ ) ઉગે છે.

## THE SILVERSMITH AND THE BANGLE.

### રૂપાંનાં દાગીના બનાવનાર અને બાંગડી.

Bangle, *n.* ( બૅન્ગલ ) બાંગડી.

Dishonestly, *ad.* ( ડિસ્ઑનેસ્ટલિ ) અપ્રમાણિકપણે.

Mix, *v. i.* ( મિક્સ ) ભેળે છે.

Pure, *n.* ( પ્યોર ) ચોખાં.

Behave, *v. i.* ( બિહેવ ) વરતવું.

Honestly, *ad.* ( ઑનેસ્ટલિ ) પ્રમાણિકપણે.

Towards, *prep.* (ટોઅર્ડઝ) તરફ.

Lit, *v. t.* ( લિટ ) સળગાવ્યો.

Wrong, *adj.* ( રૉન્ગ ) ખોટું.

Melted, *v.t.* (મેલટેડ) પીગળાવ્યું.

રૂપાંનાં દાગીના બનાવનારાઓ વારંવાર, જે રૂપું તેઓને દાગીના બનાવવાને માટે આપવામાં આવે છે, તેમાં અપ્રમાણિકપણે ઘણું તાંબું ભેળે છે. એકવાર એક રૂપાંનાં દાગીના બનાવનારની માયે તેને પોતાને માટ ચોખાં રૂપાંની એક બાંગડી બનાવવા કહ્યું. તેણે કહ્યું, તમે મારાં માય છો, કે જેઓ મને ચાહે છે, તેટલા માટે હું તમારી તરફ પ્રમાણિકપણે વર્તીશ. તથી તેણે પોતાનો આતશ સળગાવ્યો, અને એક બારે બાંગડી બનાવી, કે જે તેણે પોતાની માયને આપી. પણ તે તેણે ચોખાં રૂપાંની બનાવી નહિ. તેમાં તેણે થોડુંક તાંબુ નાખ્યું, અને થોડુંક રૂપું પોતે રાખ્યું. ત્યારપછી તે સૂઇ ગયો, પણ તે ઉઘાઇ શક્યો નહિ.

તેને માત્ર એમજ વિચાર આવ્યો, કે મેં ખોટું કીધું છે. મેં કાંઇબી તાંબુ (ભેળ્યા) વગર એક રૂપાંની બાંગડી બનાવી નથી. આખરે તે ઉઠયો, અને પોતાની માય જે ઉંઘાયલી હતી, તેના હાથ ઉપરથી બાંગડી કાઢી નાખી ત્યારપછી તેણે પોતાનો આતશ સળગાવ્યો અને થેડુંક વધારે રૂપું પીગળાવ્યું. આ વખતે તેણે તેની સાથે કાંઇબી તાંબુ ભેળ્યું નહિ, અને બીજી બાંગડી બનાવી, જે તેણે પોતાની માયના હાથ ઉપર પહેરાવી, આ પછી તે ઉંઘાઇ શકયો.

## TWENTY-SEVENTH LESSON. સત્તાવીસમો પાઠ.

Differ, *v. i.* ( ડીફર ) જુદા પડેછે.
Has boiled, *v. t.* ( હૅઝ બૉઇલ્ડ ) ઉકાળ્યાં છે.
Almost, *ad.* (ઑલમોસ્ટ) લગભગ.
Full, *adj.* ( ફુલ ) ભરેલા.
Metals, *n.* ( મેટલ્ઝ ) ધાતુઓ.

## METALS, ધાતુઓ. IRON, લોખંડ.

Zinc, *n.* ( ઝિન્ક ) જસત
Heavier, *adj.* ( હૅવિયર ) વધારે [ભારે.
Have been mentioned, *v. t.* મેનશન્ડ ) જણાવવામાં આવી છે.
Heaviest, *adj.* ( હૅવિએસ્ટ ) સૌથી ભારે.
Appear, *v. i.* ( ઍપિયર) દેખાય છે.
Are rubbed, *v. t.* ( રબ્ડ ) ઘસવામાં આવે છે.
Tools, *n.* ( ટૂલ્ઝ ) હથીયારો.
Steel, *n.* ( સ્ટીલ ) પોલાદ.
Axes, *n.* ( ઍકસિઝ ) કુહાડી.
Saws, *n.* ( સૉવ્ઝ ) કરવત.
Chisels, *n.* ( ચિઝલ્ઝ ) કરસી.
Tables, *n.* ( ટેબલ્ઝ ) મેજ.
Rails, *n.* ( રેલ્ઝ ) પાટા.
Wheels, *n.* ( ઉવ્હીલ્ઝ ) પૈડાં.
Swords, *n.* ( સૉર્ડ્ઝ ) તરવાર.
Guns, *n.* ( ગન્ઝ ) બંદુક.
Soldiers, *n.* (સોલજર્ઝ) સીપાઇઓ.

લોખંડ, તાંબુ સોનું અને રૂપું સઘળી ધાતુઓ છે, અને બીજી ઘણીક છે. આમાંની કેટલીક સીસું અને જસત છે. ધાતુઓ એક બીજાથી જુદી પડે છે કેટલીક ધાતુઓ બીજા કરતાં વધારે કઠણુ હોય છે, કેટલીક નરમ હોય છે, કેટલીક વધારે તેજથી પ્રકાશે છે, કેટલીક વધારે ભારે છે જે ધાતુઓ જણાવવામાં આવી છે, તેમાં લોખંડ સર્વથી સખત છે, સીસું સર્વથી નરમ છે, અને સોનું સર્વેથી ભારે છે. રૂપું, તાંબું, અને સોનું, સીસાં અને જસતના કરતાં વધારે તેજથી પ્રકાશે છે. ધાતુઓ વળી એકબીજાથી રંગમાં જુદી પડે છે. તાંબુ રાતું છે. સોનું પીળું છે, બીજી ધાતુઓ સફેદ છે, પણ લોખંડ અને સીસાંને જ્યારે ઘસીને પ્રકાશતું કરવામાં આવતું નથી, ત્યારે તે વારંવાર લગભગ કાળું દેખાય છે. સઘળી ધાતુઓમાં

લોખંડ આપણને સર્વથી ઘણું ઉપયોગનું છે, કારણ કે તે સર્વથી સખત છે. હથિઆરો લોખંડ અથવા પોલાદના બનાવેલાં છે. કે જે ઘણું કઠણ લોખંડ છે. કુહાડી, કરવતી, અને ફરસી સઘળાં હથિઆરો છે. તેઓ વગર ઘર બંધાઇ શકાય નહિ, અને ખુરશી, મેજ, અને બિછાણાં બનાવી શકાય નહિ. પોલાદ વગર આપણને આગગાડી મળી શકે નહિ. એનજીનો તેના બનાવવામાં આવે છે, અને પાટા અને વળી ગાડીનાં પૈડાં તેનાં બનાવવામાં આવે છે. લોખંડ અને પોલાદ ગાડાં અને ગાડી બનાવવામાં વપરાય છે. તરવાર અને બંદુક, કે જે વડે સિપાઇઓ લડે છે તે પણ પોલાદ અને લોખંડના બને છે.

## TWENTY-EIGHTH LESSON. અઠાવીસમો પાઠ.

About, *prep.* ( અબાઉટ ) વિષે.
Jack-a-Nory, *n.* (જૅક-એ નોરી)
Story, *n.* (સ્ટોરિ)વાર્તા[એકરાનું નામ.
Story's=Story is.
Is done, *v. t.* ( ડન ) પુરી થઇ છે.
Eggs, *n.* ( એગ્ઝ ) ઈંડાં.

## REFLECTIONS, પડછાયો.

Reflections, *n.* ( રિફ્લેક્શન્ઝ ) પડછાયો.
Character, *n.* ( કૅરૅક્ટર ) લક્ષણ.
Pathans, *n.* ( પથાન્ઝ ) પથાન લોકો.
Proud, *adj.* ( પ્રાઉડ ) મગરૂર.
Stubborn, *adj.* ( સ્ટબૉર્ન ) હઠીલા.
Baner, *n.* ( બેનર ) બેનર દેશ.
Banerwals, *n.* ( બેનરઉવલ્ઝ ) બેનરઉવલ્ઝ દેશ.
Foolish, *adj.* ( ફુલિશ ) મુર્ખ.
Tales, *n.* ( ટેલ્ઝ ) વાતો.
Holding, *pr. p.* (હોલડિંગ) પકડીને
Fingers, *n.* ( ફિન્ગર્ઝ ) આંગળાં.
Vessel, *n.* ( વૅશલ ) વાસણ.
Husband, *n.* ( હઝબંડ ) ધણી.
Wife, *n.* ( વાઇફ ) બાયડી.
Ugly, *adj.* ( અગલિ ) બેડોળ.
Thief, *n.* ( થીફ ) ચોર.
Leap, *v. i.* ( લિપ ) કુદવું.
Disturbed, *p.p.*(ડિસટર્બ્ડ) ઉડલ પાડલ થયલું.
Clever, *adj.* ( ક્લેવર ) હુશિયાર.
Trouble, *v.i.* (ટ્રબલ) હેરાન કરવું.

દરેક મુલકના લોકોના તેઓના પોતાના ખાસ લક્ષણ હોય એમ કહેવાય છે, પથાન લોકો વિષે કહેછે કે તેઓ ઘણા મગરૂર છે. અફઘાનો ઘણા હઠીલા છે, બેનરના લોકો અથવા બેનર ઉવલઝ ઘણા મુર્ખ છે. આ છેલ્લા વિષે ઘણીક વાતો કહેવાયલી છે, જેમાંની આ એક છે, એક વાર એક નાનો બેનરઉવલ, પોતાના મોઢાંમાં

